II/13 5-6-13

# સનાતન ધર્મના મૂળ સિદ્ધાંતો.

શ્રી કાશીક્ષેત્રની સેન્ટ્રલ હિંદુ કૉલેજની

પ્રગટ થએલી

## સનાતન ધર્મ ગ્રંથાવલી ભાગ ૨ જાનો

## ઉપોદ્ઘાત.

---

હરિફાઇની ઈનામની પરિક્ષાના અભ્યાસ માટે

પ્રગટ કર્ત્તા.

મનમોહનદાસ દયાળદાસ સરાફ

ચીનાબાગ, ગીરગામ નં. ૪ મુંબઇ.

---

સંવત ૧૯૬૯ સન ૧૯૧૩

---

કિંમત એક આનો.



मंगलं दिशतु नो विनायको, मंगलं दिशतु नः सरस्वती ।
मंगलं दिशतु नः सरस्वती, मंगलं दिशतु नो महेश्वरी ॥

# સનાતન ધર્મના મૂળ સિધ્ધાંતો.

"સનાતન ધર્મ" એ શબ્દોનો અર્થ અનાદિસિદ્ધ અથવા પ્રાચીન ધર્મ એવો થાય છે. એ ધર્મ ઘણા ઘણા યુગો પૂર્વે મનુષ્યોને મળેલાં "વેદ" નામે પવિત્ર ધર્મપુસ્તકોને આધારે રચાયેલો છે. વળી આ ધર્મને આર્યધર્મ એ નામ પણ આપવામાં આવ્યું છે, કારણકે આર્ય જાતના લોકોની પ્રથમની પ્રજાને આ ધર્મનો બોધ આપવામાં આવ્યો હતો. "આર્ય" એ શબ્દનો અર્થ "ઉત્કૃષ્ટ" એવો થાય છે, અને જગત્‌ના ઇતિહાસમાં આગળ થઈ ગયેલી પ્રજાઓના કરતાં સ્વભાવમાં તથા રૂપમાં વધારે ચડીઆતી એવી એક મહાન્ પ્રજાને આ નામ આપવામાં આવ્યું હતું. આ પ્રજાનાં સૌથી પ્રથમનાં કુટુંબો ભારતવર્ષને નામે ઓળખાતા દેશની ઉત્તર

તરફના પ્રદેશમાં આવી વસ્યાં હતાં. તે પ્રદેશમાં આર્ય લોકો પ્રથમ આવીને વસ્યા તે ઉપરથી તે 'આર્યાવર્ત' કહેવાયો. "પુર્વ મહાસાગરથી પશ્ચિમ મહાસાગર સુધીના તથા હિમવત્ અને વિંધ્યા પર્વતોની વચ્ચેના પ્રદેશને વિદ્વાનોએ આર્યાવર્ત નામ આપેલું છે."

ત્યાર પછીના કાળમાં આ ધર્મ " હિંદુધર્મ " એ નામે ઓળખાવા લાગ્યો, અને આજ પણ ઘણો ખરો તે તેજ નામથી ઓળખાય છે. વર્તમાન ધર્મોમાં આ ધર્મ સૌથી પુરાણો છે; વળી જેટલા મહાન્ આચાર્યો, મહાન્ ગ્રંથકર્ત્તાઓ, મહાન્ ઋષિઓ, મહાન્ સાધુ પુરૂષો, મહાન્ રાજાઓ, મહાન્ યોદ્ધાઓ, મહાન્ રાજનીતિજ્ઞો અને પરોપકારી તથા સ્વદેશાભિમાની મહાન્ પુરૂષો આ ધર્મમાં થયા છે તેટલા બીજા કોઇ ધર્મમાં થયા નથી. જેમ જેમ આ ધર્મ સંબંધી તમારા જાણવામાં વધારે વધારે આવશે તેમ તેમ તે પ્રત્યે તમારો પૂજ્યભાવ અને પ્રેમ વધશે, તથા તે ધર્મમાં તમારો જન્મ થયો તેને માટે તમે પોતાને વધારે ને વધારે ભાગ્યશાળી ગણશો. પરંતુ આ મહાન્ અને પવિત્ર ધર્મની યોગ્યતા મેળવવાને તમે પ્રયત્ન કરશો નહિ ત્યાં સૂધી તમને કાંઈ લાભ થશે નહિ.



# સનાતન ધર્મની મૂળ પીઠિકા.

આ પુરાતન ધર્મ એક મજબૂત પાયા પર રચાયેલો છે, અને તે પાયા પર ઇમારતની સર્વ દીવાલો ચણેલી છે. આ પાયો તે **શ્રુતિઓ** (સાંભળેલું) છે અને દીવાલો તે **સ્મૃતિઓ** (સ્મરણમાં રાખેલું) છે. શ્રુતિ એ, અતિ પ્રાજ્ઞ પુરૂષોએ દેવો દ્વારા સાંભળેલી વાણી છે, અને તે પછી ઘણા વર્ષે તે વાણી લખી લેવામાં આવી. તે પહેલાં તે મ્હોંએ કરવામાં આવતી અને તેનું હમેશાં આવર્તન થતું. ગુરૂ શિષ્યોની આગળ ઉંચા નીચા સ્વરમાં તે ગાઇ જતા; પછી શિષ્યો તેમાંના થોડા થોડા શબ્દો લઇને ગુરૂની ઢબ પ્રમાણે તે ગાઇ બતાવતા, અને એવી રીતે તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવતા. ઘણા પ્રાચીન સમયમાં પોતાના પૂર્વજો જે રીતે શ્રુતિ શિખતા તેજ રીતે વિદ્યાર્થીઓ હાલ પણ શિખે છે; જો તમે વૈદિક પાઠશાળામાં જાઓ તો ત્યાં હાલ પણ તેના મંત્રોચ્ચાર ઉંચા નીચા સ્વરોમાં થતા તમારે કાને પડશે.

**શ્રુતિ** એટલે ચાર વેદોનો સમૂહ—"ચતુર્વેદ." વેદ એટલે જ્ઞાન થયેલું છે તે જ્ઞાન. જેના ઉપર ધર્મનો મૂળ આધાર છે તેવું એ જ્ઞાન ચાર વેદો દ્વારા મનુષ્યને આપવામાં આવ્યું છે.

આ ચાર વેદનાં નામ **ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ**, અને **અથર્વવેદ** છે. પ્રત્યેક વેદના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે; (૧) **મંત્ર** અથવા **સંહિતા** (૨) **બ્રાહ્મણ**; (૩) ઉપનિષત્.

૧ '**મંત્ર**' વિભાગમાં મંત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. મંત્રો એટલે એવાં વાકયો કે જેના સ્વરનું અમુક ક્રમે ઉચ્ચારણ કરવાથી તેઓમાં રહેલી શક્તિથી અમુક પરિણામ ઉત્પન્ન થાયછે. આ મંત્રો દેવોની પ્રાર્થના અથવા સૂકતો રૂપે છે. દેવોને મનુષ્ય સાથે સંબંધ હોયછે તે વિષે આગળ વિવેચન કરવામાં આવશે. જો સુશિક્ષિત પુરૂષો ઊંચા નીચા સ્વરોમાં શુદ્ધ રીતે મંત્રોનો ધ્વનિ કરે તો તેનું અમુક પરિણામ નિપજે છે. મંત્રોનો ઉપયોગ ધર્મની ક્રિયાઓમાં થાય છે; જેટલે અંશે તેમનું શુદ્ધ ઉચ્ચારણ તેટલે અંશે ક્રિયાઓનું સાફલ્ય.

૨ વેદના '**બ્રાહ્મણ**' વિભાગમાં કર્મકાંડ સંબંધી સૂચનાઓ આપેલી છે, અને જે ક્રિયાઓમાં મંત્રોનો ઉપયોગ થાય છે તે ક્રિયાઓની વિધિ સમજાવેલી છે; વળી તે ઉપરાંત તેના સંબંધનાં કેટલાંક આખ્યાનો પણ આપ્યાં છે.

૩ '**ઉપનિષત્**' વિભાગમાં બ્રહ્મનું સ્વરૂપ, ઈશ્વર, જીવ, મનુષ્ય તથા વિશ્વ, અને બંધ તથા મોક્ષ એ સંબંધી

ગૂઢ તત્વદર્શક શિક્ષણો આપવામાં આવ્યાં છે. આ વિભાગ સર્વ તત્ત્વજ્ઞાનનો મૂળ પાયો છે. પુખ્ત વયે પહોંચ્યા પછી તમે તેનો અભ્યાસ કરશો તો તેમાંથી તમને આનંદ મળશે. ઉંચા પ્રકારની કેળવણી પામેલા માણસોજ તેનું અધ્યયન કરી શકે છે, બીજાઓને માટે તે કઠણ છે.

પ્રાચીન કાળમાં વેદનો એક ચોથો વિભાગ પણ હતો, તેને ઉપવેદ અથવા તંત્ર કહેતા. આ વિભાગમાં **પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર** તથા તે સંબંધી પ્રયોગ વિધિનો સમાવેશ કર્યો હતો. પરતું શુદ્ધ પ્રાચિન તંત્ર વિભાગનો અત્યારે બહુજ થોડો ભાગ રહ્યો છે, કારણ કે આ કલિયુગમાં ઘણે ભાગે મનુષ્યોની અધ્યાત્મિક વૃત્તિ ઓછી થઇ જવાથી ઋષિઓએ તે વિભાગને પ્રસિદ્ધિમાં રહેવા દેવો યોગ્ય ધાર્યો નથી. આમ છે તોપણ હાલની વૈદિક ક્રિયાઓની સાથે અથવા તો તેમને બદલે કેટલીક ત્રાંત્રિક વિધિઓનો ઉપયોગ ઉપાસનામાં કરવામાં આવે છે. "**તંત્ર**" એ નામથી જે પુસ્તકો હમણા પ્રચલિત છે તેને વેદનાં અંગ તરીકે સામાન્ય રીતે ગણવામાં આવતાં નથી.

**શ્રુતિમાં** જે કહેલું છે તે સર્વોપરી પ્રમાણ ગણાય છે, અને સનાતન ધર્મ ઉપર શ્રદ્ધા રાખનાર દરેક મનુષ્ય તેને સર્વો-

પરિ **સિદ્ધાંત** માનેછે. દરેક પંથ તથા દરેક દર્શનના અનુયાયીઓ કોઈ પણ પ્રકારના વિવાદનો નિર્ણય કરવામાં શ્રુતિને સર્વોપરી પ્રમાણરૂપ ગણે છે.

**સ્મૃતિ** અથવા ધર્મશાસ્ત્ર શ્રુતિપર રચાયેલું છે. અને તે શ્રુતિથી બીજે દરજ્જે પ્રમાણરૂપ છે. તેના ચાર મુખ્ય ગ્રંથો છે અને તેના પ્રણેતા મહાન્ ઋષિઓ હતા. તેમાં મુખ્યત્વે કરીને પ્રત્યેક વ્યક્તિનો, કુટુંબનો, સમાજનો તથા પ્રજાનો વ્યવહાર ચલાવવા સંબંધી નિયમો તથા ધારણો આપેલાં છે. હિંદુ સમાજનું બંધારણ આ નિયમો ઉપર થયેલું છે અને વ્યવહારમાં તેને અનુસરીને ચાલવામાં આવેછે.

એ ચાર ગ્રંથોનાં નામ :—

(૧) મનુસ્મૃતિ—માનવ ધર્મ શાસ્ત્ર;

(૨) યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ;

(૩) શંખલિખિત સ્મૃતિ;

(૪) પરાશર સ્મૃતિ.

આમાંનો પહેલો ગ્રંથ આર્યધર્મશાસ્ત્રનો મુખ્ય સંગ્રહ છે. તેના કર્તા **મનુ આર્ય** પ્રજાના શ્રેષ્ઠ વ્યવસ્થાપક ગણાયછે.

હિંદુશાસ્ત્રની કાળગણના પ્રમાણે સૃષ્ટિના ઇતિહાસના સાત મુખ્ય વિભાગો થયેલા છે; અને દરેક વિભાગના આદિ તથા અંતમાં એક એક મનુ થાય છે તેથી બે મનુની વચ્ચેના કાળ વિભાગને 'મન્વન્તર' એવું નામ આપવામાં આવ્યું છે. બે મનુ વચ્ચેનો અંતર તે 'મન્વન્તર.' "બીજા છ મનુ જે વિશાળ બુદ્ધિવાળા તથા મહા પ્રતાપી હતા અને જેઓ સ્વયંભૂ મનુના કુળમાં થયેલા હતા તેઓ મનુની પ્રજામાં છે અને તેઓ પ્રત્યેકે પ્રજા ઉત્પન્ન કરી છે." આ ઉપરથી એમ જણાય છે કે આપણે ચોથા મન્વન્તરમાં છીએ અને આપણા હાલના નિયામક મનુ એ વિવસ્વતના પુત્ર છે. તેમના કેટલાએક નિયમો આપણને મનુસ્મૃતિ દ્વારા મળેલા છે.

**યાજ્ઞવલ્કય** સ્મૃતિનું ધોરણ મનુસ્મૃતિને અનુસરીને છે. અને તે મનુસ્મૃતિથી બીજે દરજ્જે પ્રમાણભૂત છે. છેલ્લી બે સ્મૃતિઓનું હાલમાં ઘણે ભાગે અધ્યયન થતું નથી, તેમ તેઓનો આધાર પણ ઘણે ભાગે લેવાતો નથી.

એ પ્રમાણે **શ્રુતિ** એ સનાતન ધર્મનો પાયો છે અને **સ્મૃતિ** એ તેની દીવાલો છે; પણ તે ઉપરાંત તેના બીજા બે અગત્યના ટેકા પુરાણો તથા ઇતિહાસો છે.

**પુરાણોમાં** આખ્યાનો, કથાઓ તથા દૃષ્ટાંતરૂપ વાર્તાઓ આપેલી છે. પ્રજામાંના થોડું ભણેલા મનુષ્યો તથા વિશેષે કરીને જેઓથી વેદનો અભ્યાસ થઇ શકે એમ નહોતું તેઓને અર્થે પુરાણો રચવામાં આવ્યાં હતાં. તે વાંચવાથી બહુ આનંદ મળે છે. અને ઘણી જાતની માહિતી મળે છે. તેમાંની કેટલીક દૃષ્ટાંતરૂપ કથાઓ સમજવી મુશ્કેલ છે; તે સમજવાને ગુરૂની સહાયની જરૂર છે.

**ઇતિહાસ** વર્ગમાં બે મોટાં કાવ્યોનો સમાવેશ થાય છેઃ **રામાયણ** અને **મહાભારત.**

**રામાયણમાં** દશરથ રાજાના પુત્ર **શ્રીરામચંદ્રનું**, તેમની પત્ની **સીતાનું** તથા તેમના ભાઇઓનું ઘણુંજ રસિક અને આનંદદાયક આખ્યાન આપેલું છે, તે તમે, સર્વ જાણોછો.

**મહાભારત** એ ઉત્તર હિંદુસ્થાનના કુરુ નામના એક રાજ્ય કુટુંબના બે વિભાગો-કૌરવો તથા પાંડવો-વચ્ચેના મહાન્ વિગ્રહનો ઇતિહાસ છે. તેમાં રસિક આખ્યાનો, નીતિનાં ઉત્તમ શિક્ષણો તથા સર્વ પ્રકારના ઉપયોગી બોધ ઘણા છે.

**રામાયણ** અને **મહાભારત** ઉપરથી આપણને પુરાતન **આર્યાવર્ત** વિષે તથા તેના લોકો, તેના રીવાજો, તેની રીતભાતો

અને તેની કળા કૌશલ્ય અને કારીગારી વિષે ઘણી ખરી માહિતી મળે છે. એ પુસ્તકો વાંચવાથી તમારા જાણવામાં આવશે કે એક સમયે આ આર્યાવર્તનો કેટલો બધો મહિમા હતો; વળી તેને એવો મહિમા પુનઃ પ્રાપ્ત કરાવવા માટે તમારે કેવું વર્તન રાખવાની જરૂર છે એ પણ તમારા સમજવામાં આવશે.*



## સનાતન ધર્મનું શાસ્ત્ર તથા તત્ત્વદર્શન.

**શ્રુતિ, સ્મૃતિ, પુરાણ** અને **ઇતિહાસથી** હિંદુ ધર્મનું બંધારણ થયું છે. એટલુંજ નહિ, પરંતુ એ ધર્મમાંથી શાસ્ત્ર તથા તત્ત્વદર્શન સંબંધી ઉત્કૃષ્ટ સાહિત્ય ઉત્પન્ન થયું છે.

**વિજ્ઞાનશાસ્ત્ર**નાં છ અંગો અવયવો વિભાગો કરવામાં આવ્યા હતા. એ છ વિભાગોમાં હાલ જેને આપણે વ્યાવહારિક જ્ઞાન કહીએ છીએ તેનો સમાવેશ થાયછે. પ્રાચીન કાળમાં ધાર્મિક અને વ્યાવહારિક જ્ઞાનને એક બીજાથી જુદું ગણ-

* આ બે કાવ્યોના સાર મિસિસ ઍની બૅસન્ટે સેન્ટ્રલ હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ વ્યાખ્યાનરૂપે આપ્યા છે, અને તેને 'મહાભારતની કથા' તથા 'શ્રી રામચંદ્ર એ નામે પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

વામાં આવતું નહોતું. આ છ અંગોમાં વ્યાકરણ, નિરૂકત, જ્યોતિષ્, છંદ, કલ્પ અને શિક્ષાનો, તેમજ ચોસઠ પ્રકારની કળાનો, તથા તે સર્વના અધ્યયનની પદ્ધતિનો પણ સમાવેશ કર્યો છે. તે કારણથી જે કોઇ ષડાંગ વિદ્યાનો સંપૂર્ણ અભ્યાસ કરતો તે સર્વદેશી તથા સમર્થ વિદ્વાન ગણાતો.

**તત્ત્વદર્શન**ના પણ છ વિભાગ કરવામાં આવ્યા હતા. તેને ષડ્દર્શન એટલે તત્ત્વનિરીક્ષણની છ રીતિ કહે છે. તે સર્વનો ઉદ્દેશ એકજ છે કે જીવાત્માને પરમાત્મા સાથે એક રૂપ કરીને દુઃખનો અંત આણવો. આ ઉદ્દેશ પરિપૂર્ણ કરવાનું એકજ સાધન તે સર્વમાં માન્ય રાખેલું છે, તે એ કે જ્ઞાનની વૃદ્ધિ. મનુષ્યના જુદાં જુદાં માનસિક બંધારણોને અનુકૂળ પડે એવી દરેક દર્શને જુદી જુદી રીત ગ્રહણ કરેલી છે, તેથી આ દર્શનો એકજ શહેર તરફ જવાના છ જુદા જુદા રસ્તાઓ છે એમ કહી શકાય.

આ છ દર્શનોમાં જે વિષય આપેલો છે તે સંબંધી બાળકોને માટે નીચે લખેલો ટુંક સાર બસ થશે:—

૧–૨ **ન્યાય** અને **વૈશેષિક** દર્શનોમાં જગત્‌ના સર્વ પદાર્થોના ભાગ પાડીને તેના અમુક વર્ગ કરેલા છે. એમ કરીને

તેમાં કહ્યું છે કે દરેક પદાર્થનું જ્ઞાન મનુષ્યને પ્રત્યક્ષ પ્રમાણથી અથવા અનુમાનથી અથવા ઉપમાનથી અથવા બીજા વિદ્વાન અને અનુભવી માણસોએ કહેલાં વચનોથી થાય છે. પછી ઈશ્વરે અણુઓ તથા પરમાણુઓમાંથી આ સ્થૂળ જગત્ કેવી રીતે બનાવ્યું તે સમજાવવામાં આવ્યું છે. વળી મનુષ્યનો અંતરાત્મા જે ઈશ્વર તે સંબંધી જ્ઞાન સર્વોત્કૃષ્ટ અને અતિ ઉપયોગી છે એમ છેવટે જણાવીને એ જ્ઞાન પ્રાપ્ત કરવાના જુદા જુદા માર્ગ સમજાવવામાં આવ્યા છે.

૩ **સાંખ્યદર્શન**માં પુરૂષ અને પ્રકૃતિનું સ્વરૂપ તથા તેમનો પરસ્પર સંબંધ વધારે બારીકીથી તથા જુદીજ રીતે સમજાવવામાં આવ્યાં છે.

૪ **યોગદર્શન**માં કહ્યું છે કે જેમ સામાન્ય રીતે જાણીતી પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો છે, તેમ બીજી એથી વધારે સૂક્ષ્મ જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો પણ છે. વળી અંતરાત્મારૂપ ઇશ્વરને ઓળખવાની ઇચ્છા રાખનારાઓએ સૂક્ષ્મ ઇંદ્રિયોનો કેવી રીતે વિકાસ કરવો તે તેમાં વધારે વિસ્તારપૂર્વક સમજાવવામાં આવેલું છે.

૫ મીમાંસાદર્શનમાં વ્યાવહારિક તથા [illegible] કર્મો વિષે, તેનાં કારણો અને પરિણામો વિષે, તથા આ લોક કે પરલોકમાં તે કર્મો માણસોને કેવી રીતે બંધનકર્ત્તા થઈ પડે છે તે દર્શાવ્યું છે.

૬ છેવટે વેદાન્ત્ પરમાત્માના સ્વરૂપનું યથાસ્થિત નિરૂપણ કરીને સિદ્ધ કરે છે કે જીવાત્મા તથા પરમાત્મા સ્વરૂપે એકજ છે. વળી વ્યવહારમાં કેવી રીતે રહેવાથી કર્મનું બંધન ન થાય તે તેમાં સમજાવ્યું છે; છેવટે ઈશ્વરની માયાશક્તિ કે જેના પ્રભાવથી આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થયાં કરે છે તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મનુષ્ય યોગસાધનાથી પરમાત્માના સ્વરૂપમાં કેવી રીતે એકતા પામીને મોક્ષ પ્રાપ્ત કરે છે એ બધો વિષય વિસ્તારથી સ્ફુટ કર્યો છે.



૧. ન્યાય દર્શનના કર્તા ગૌત્તમઋષી
૨ વૈશેષિકના ,, કણાદ.
૩ સાંખ્યના ,, કપીલ
૪ યોગદર્શનના ,, પતંજલી
૫ મીમાંસાના ,, જૈમિની

## ધર્મનીતિ શિક્ષણ માટેનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | [illegible] ધર્મ ગ્રંથવળી ભા. [illegible] જો ... ... | ૦—૮—૦ |
| ૨ | સનાતન ધર્મ સંવાદ ... ... ... | ૦—૧—૦ |
| ૩ | સનાતન ધર્મના મૂળ સિધ્ધાંતો ... ... | ૦—૧—૦ |
| ૪ | શ્રી રામચંદ્ર ... ... ... ... | ૦—૮—૦ |
| ૫ | મહાભારત ... .. ... ... | ૦—૮—૦ |
| ૬ | વીદુરનીતિ... ... ... ... ... | ૦—૨—૬ |
| ૭ | નીતિની શિખામણ ... ... ... ... | ૦—૨—૦ |
| ૮ | બાળ વાર્તા... ... ... ... ... | ૦—૨—૦ |
| ૯ | બાળ શિક્ષણ ... ... ... ... | ૦—૧—૬ |
| ૧૦ | ગુરૂ દર્શન... ... ... ... ... | ૦—૬—૦ |
| ૧૧ | શ્રી કૃષ્ણ ચરિત્ર ... .. ... ... | ૦—૨—૦ |
| ૧૨ | ધર્મનીતિ બોધીની ભા. ૧ લો ... ... | ૦—૨—૦ |
| ૧૩ | ” ૨ જો ... ... | ૦—૩—૦ |
| *૧૪ | નીતિ રત્ન માળા કાવ્યમાં ... ... ... | ૦—૨—૦ |
| ૧૫ | બાળબોધ માળા ... ... ... ... | ૦—૦—૬ |
| ૧૬ | મુમુક્ષુનું નિત્ય કર્મ... ... ... ... | ૦—૧—૦ |
| ૧૭ | વિદ્યાર્થીની નિત્ય નોંધ ... ... ... | ૦—૧—૦ |
| ૧૮ | બોધવચન માળા ... ... ... ... | ૦—૦—૬ |
| ૧૯ | શ્રી ગુરૂ ચરણે ... ... ... ... | ૦—૫—૦ |
| ૨૦ | શિક્ષણ એક સેવા ... ... ... ... | ૦—૩—૦ |

* આ નિશાનીવાળાં પુસ્તકો નામદાર અંગ્રેજી તેમજ ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ માટે મંજુર કર્યાં છે.

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

મુંબઇ—થીઓસોફીકલ બુક ડીપો નં. ૨૧ હોરનબીરોડ—કોટ

સુરત—થીઓસોફીકલ સોસાયટી લૉજ ગોપીપુરા શ્રી હાટકેશ્વર શીવાલય

ટીપ—ઉપરનાં નં. ૧—૨—૩—૪ નાં પુસ્તકો અંગ્રેજીમાં પણ મળી શકશે

